પ્રેમચંદ કરમચંદ શાહકૃત



સરલ

# કન્યાનામું.

આવૃત્તિ ૧ લી.

પ્રત ૧૦૦૦. ઈ. સ. ૧૯૨૬

અમદાવાદ

શ્રી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત અઢી આના.

સરલ

# કન્યાનામું.

રચી પ્રસિદ્ધ કર્ત્તા,

## પ્રેમચંદ કરમચંદ શાહ,

માજી ડેપ્યુટિ એજ્યુ. ઇન્સ્પેક્ટર, ગોંડળ સ્ટેટ.
( સરલ દેશીનામાની પદ્ધતિ, ગુજરાતી બાળવ્યાકરણ,
વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ, ઇ૦ ઇ૦ ના કર્તા. )
મુ. કપડવંજ. ( જિલ્લે ખેડા. )

આવૃત્તિ પહેલી. પ્રત–૧૦૦૦.

સંવત્ ૧૯૮૨. ઇ. સ. ૧૯૨૬.



કિંમત અઢી આના.

# પ્રસ્તાવના.

અમારૂં બનાવેલું "સરલ દેશીનામાની પદ્ધતિ"નું પુસ્તક મુંબઇ ઇલાકાના કેળવણી ખાતામાટે ટેક્સ્ટબુક તરીકે મંજૂર છે, ને તેની આજસુધીમા ૩૩ આવૃત્તિઓ થઈ ગઈ છે.

કન્યાઓના ધોરણમાં ઘરખર્ચને પરચૂરણ હિસાબ રાખવાનું ધોરણ ઘણા વર્ષથી પ્રચલિત છે, ને તે પત્રકરૂપે શિખવાતું. છેલ્લા બે વર્ષથી કન્યાઓ માટે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા લેવાનું ધોરણ શરૂ થયું છે. તેમાં ઘરના હિસાબમાટે 'ચોપડો રાખવાનો અને ખાતાવહી ખતવવાનો સાદો મહાવરો' શિખવવાનું રાખેલ છે. આને માટે ખાતામાં એકે પુસ્તક નથી. સબબ આ નાનકડું પુસ્તક રચવામાં આવ્યું છે. તેની રચના એટલી સરલ રાખવામાં આવી છે કે કન્યાઓ ઘરના હિસાબ રાખવાનું તાત્પર્ય-દેવુંલે'ણું અને પોતાનાં ઉપજખર્ચ સમજવાં-સહેલથી સમજી શકે.

આધુનિક સમયમાં કન્યાકેળવણી વધતી જાય છે, તેમજ કેળવાએલી બે'નો પોતાના ઘરખર્ચનું નામું જાતે રાખતી થઈ છે, તેવા સમયમાં તેમને ઘરનો હિસાબ રાખવાને આ લઘુ ગ્રંથ ઉપયોગી થઇ પડશે તો હું મારી મહેનત સફળ થઇ સમજીશ.

તા. ૧-૪-૨૬ મુ. કપડવંજ. કર્તા.

# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| નામાની વ્યાખ્યા. | ૫ |
| નામાની જરૂરીઆત. | ૫ |
| ચોપડા બાધવાની રીત. | ૫ |
| ચોપડા કેટલા રાખવા ? | ૫ |
| ચોપડામાં આવકજાવકનાં કયાં કયાં ખાતાં રાખવાં ? | ૫ |
| મેળ દોરવા વિષે. | ૭ |
| નામું લખતી વખતે યાદ રાખવાની બાબતો. | ૭ |
| શિખવવાની પદ્ધતિ. | ૭ |
| પાઠ ૧. રોકડ રકમનું જમાખર્ચ.... | ૮ |
| પાઠ ૨. રોકડ રકમનું જમાખર્ચ ચાલુ | ૧૧ |
| પાઠ ૩. રોકડ રકમનું જમાખર્ચ ચાલુ. | ૧૩ |
| પાઠ ૪. રોકડ રકમનું જમાખર્ચ ચાલુ. | ૧૭ |
| પાઠ ૫. ઉધાર રકમનું જમાખર્ચ.... | ૧૯ |
| પાઠ ૬. ઉધાર રકમનું જમાખર્ચ.... | ૨૧ |
| પાઠ ૭. લગ્નખર્ચ. | ૨૨ |
| પાઠ ૮. વ્યાજવિષે. | ૨૫ |
| પાઠ ૯. બચત રકમ વ્યાજે મૂકવા વિષે. | ૨૭ |
| ખાતાવહી. | ૨૯ |
| કાચું સરવાયું. ( દેવાલેણાની તારીજ. ) | ૩૪ |
| નવી ખાતાવહી. | ૩૫ |
| દૂધનું પત્રક. | ૩૬ |
| દાગીનાની નોધબુક | ૩૬ |
| પરીક્ષા માટે મનોયત્ન ૧. | ૩૭ |
| પરીક્ષા માટે મનોયત્ન ૨. | ૩૯ |

સરલ

# કન્યાનામું.

**૧. નામાની વ્યાખ્યાઃ**—ઉપજખર્ચ તથા લેવડદેવડનો હિસાબ રાખવો તેને **નામું** કહે છે.

**૨. નામાની જરૂરીઆતઃ**—દરેક બે'નોએ પોતાનાં ઉપજખર્ચ જાણવાની જરૂર છે. એ જાણ્યા વગર ખર્ચ કરવાથી અંતે પસ્તાવું પડે છે. ઉપજખર્ચ જાણ્યાથી કરકસર કરવાની ટેવ પડે છે, નોકરચાકરથી ચોરી થાય નહિ, દેવાલે'ણાની સમજ પડે છે. લેવડદેવડ થતાંની સાથેજ નામુ લખી લેવું જોઇએ, સંભારીને નામુ લખવાની ટેવ ન રાખવી. " પહેલું લખો પછી આપો; પહેલું લો પછી લખો. "

**૩. ચોપડા બાંધવાની રીતઃ**—એક કાગળનાં ઉભા બે પાનાં પાડી તેમા ચાર સળ સવળા અને ચાર સળ અવળા મળી દરેક પાનામાં આઠ સળ પાડવા. સળનો ઉપયોગ લખાણની લીટીઓ નિયમિત રાખવાનો છે. ચોપડા માથા દોરાથી કે વચમા દોરી નાંખી બાંધે છે. ચોપડામા પાનાં બાર માસ ચાલી શકે તેટલા રાખવા.

**૪. ચોપડા કેટલા રાખવા ?**—ધોરણમા " ઘરના હિસાબ, ચોપડો રાખવાનો અને ખાતાવહી ખતવવાનો સાદો મહાવરો " રાખેલ છે, સબબ **એઠોમેળ ને ખાતાવહી** બે ચોપડા રાખવા.

**ટીપઃ**—જે ચોપડામાં રોજનેરોજ દરરોજનો જમાખર્ચ લખીને સિલક કાઢે છે તેને **રોજમેળ** કહે છે, અને જે ચોપડામાં ૮,૧૫ કે ૩૦ દિવસનો જમાખર્ચ લખીને સિલક કાઢે છે તેને **એઠોમેળ** કહે છે. ઘરખર્ચના નામામાં દરરોજ ઘણું નામુ લખવાનું હોય નહિ, માટે એઠોમેળ રાખવા જણાવેલ છે.

**૫. ચોપડામાં આવકજાવકનાં કયાં કયાં ખાતાં રાખવાં ?:**—ઘરખર્ચ માટે આવક જે જે ખાતામાંથી આવતી હોય તેટલાં આવકખાતા, અને ખર્ચ જે જે ખાતે થતો હોય તેટલા જાવકખાતાં રાખવાં. આવકજાવક માટે નીચે મુજબ ખાતાં રાખવાં સુયોગ્ય છે.

**આવકખાતાં**—

(૧). સ્રીને તેનો પતિ ઘરખર્ચ માટે વાપરવા જે રકમ પોતાની પેઢીમાંથી યા પોતાની કમાણી જે ધંધામાંથી થતી હોય તેમાંથી આપે, તે **પતિનેખાતે** જમા કરવી.

(૨). સ્ત્રી નોકરી કરતી હોય, તો તેનો જે પગાર આવે તે **પગાર ખાતે** જમા કરવો.

(૩). મકાન ભાડાની ઉપજ આવતી હોય, તે **મકાન ભાડાખાતે** જમા કરવી.

(૪). વ્યાજની ઉપજ આવતી હોય, શેરનો નફો આવતો હોય, તો તે **વ્યાજખાતે** જમા કરવો; અને વ્યાજ ભરવું પડતું હોય, તો વ્યાજ-ખાતે ઉધારવું.

(૫). દાગીનાનું વેચાણ કરવાથી મળેલા પૈસા **દાગીનાખાતે** જમા કરવા.

(૬). શુભાશુભ પ્રસંગે મળેલા ચાંલ્લાના પૈસા **ચાંલ્લાખાતે** જમા કરવા, અને આપેલા ચાંલ્લાખાતે ઉધારવા.

(૭). કપડા સીવી આપ્યા બદલ મળેલ સિવડામણ, ભરત ભરામણ, જૂના તારકસબનું વેચાણ, વાસણના ભંગારની ઉપજેલ કિંમત, કપડું પસંદ ન પડવાથી ઉપજેલ કિંમત, વગેરેના પૈસા **પરચૂરણ ઉપજખાતે** જમા કરવા.

**જાવકખાતાં—**

(૧). ઘઉં, ચોખા, દાળ, દૂધ, ઘી, તેલ, મેવો, ખાંડ, ગોળ, શાકભાજી, ચાહ, મસાલા, વગેરે ભોજન માટે ખરીદાય, તેના નાણાં **ભોજન ખર્ચખાતે** લખીને અપાય છે.

(૨). કુટુંબનાં માણસ માટે કાપડ ખરીદાય, તેના પૈસા **કપડાં ખર્ચ ખાતે** લખીને આપવા.

(૩). તૈયાર દાગીનો ખરીદીએ કે ઘડાવીએ, તે ખાતે ખર્ચેલાં નાણાં **દાગીના ખર્ચખાતે** લખાય છે.

(૪). ગાય, ભેંસ, વગેરે જાનવર ખરીદીએ, તેનાં નાણાં **જાનવર ખાતે** લખાય છે.

(૫). સરંજામ ખરીદતાં ખર્ચેલા પૈસા **સરંજામ ખર્ચખાતે** લખાય છે.

(૬). ધર્માદાખાતે ખર્ચેલાં નાણાં **ધર્માદાખાતે** લખાય છે.

(૭). આપેલું મકાનભાડું, રસોઇઆચાકરનો પગાર, ધોબીખર્ચ, દરજીખર્ચ, દવાખર્ચ, છોકરાંની ફી, પુસ્તકો, વગેરે ખાતે ખર્ચેલાં નાણાં **પરચૂરણ ખર્ચખાતે** લખાય છે.

**ટીપ:—વરો, લગ્ન,** ઇત્યાદિ પ્રસંગે ખર્ચખાતું જુદું પાડે છે.

**૬. નવું વર્ષ કાર્તક સુદ ૧ થી ગણાય છે. હિંદુ તિથિ સાથે અંગ્રેજી તારીખ લખવા રિવાજ રાખવો સારો છે.**

**૭. મેળ દોરવા વિષે:**—મેળ દોરતી વખતે કયા દિવસનો મેળ છે તે મિતિ મથાળે લખી જમાનો 'જ' અને ઉધારનો 'ઉ' કહાડવામાં આવે છે. પછી નીચે જમા પાસે આગલા દિવસની સિલક હોય તે લખવી. વેપારી લોકો તેને **'શ્રીપુરાંત બાકી'** કહે છે. જો સિલક ન હોય તો વેપારી લોકો સિલકમા ૦)૧ા દોકડો લખે છે, શૂન્ય મૂકતા નથી; કેમકે શૂન્યને અપશુકનની નિશાની ગણે છે. સિલક કાઢતી વખતે ૦)૧ા દોકડાને જમાના સરવાળામાં ગણતા નથી.

**નમૂનો.**

સંવત ૧૯૮૨ કાર્તક સુદ ૧ વાર રવિ, તા. ૧૮–૧૦–૨૫ નો બેઠો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૦)૧ા શ્રી પુરાત બાકી. | |

૮. જેને ખાતે રકમ જમા કે ઉધાર કરવી હોય તેની પ્રથમ **અટક** લખાય છે ખર્ચ અને માલખાતા વગેરેને **શ્રી** લગાડવામા આવે છે. જેમકે, દવે મૂળજી જગનાથ, શ્રી ભોજન ખર્ચખાતુ.

**૯. નામું લખતી વખતે યાદ રાખવાની બાબતો:—**

**अ.** જેની પાસેથી રોકડ રકમ **આવે** તેને ખાતે **જમા**, અને **આપીએ** તેને ખાતે **ઉધાર** કરવી.

**ब.** ચોપડો પોતાનો ધારી નામુ લખવું.

**क.** જેને નામે રકમ જમા કરીએ કે ઉધારીએ; તે વખતે તેની સાથે વાત કરતાં હોઇએ તેમ વિગત લખવી.

**૧૦. શિખવવાની પદ્ધતિ:—**

**अ.** પ્રશ્નોત્તર શૈલીથી કામ કરવું.

**ब.** પ્રથમ પ્રશ્ન રકમ જમા કરવી કે ઉધાર કરવી તે સંબંધી હોવો જોઇએ. (કોથળીમાં નાણું વધે તો જમા થાય, અને કમી થાય તો ઉધાર થાય.)

**क.** **કોને ખાતે** રકમ જમા કે ઉધાર કરવી તે સંબંધી બીજો પ્રશ્ન જોઇએ.

**ड.** ત્રીજો પ્રશ્ન વિગત કેમ લખવી તે સંબંધી જોઇએ.

ઉપર મુજબ પ્રશ્ન સમજાવી તેનો ઉત્તર પાટિયાપર પોતે લખી બતાવી તે પ્રમાણે ચોપડામા નકલ કરવા કન્યાઓને કહેવું. પછી દરેક બાળાની નકલ તપાસી ભૂલ હોય તે સુધારવી. તપાસતી વખતે સળનો ઉપયોગ બરાબર કરેલ છે કે કેમ તે તપાસવું, તથા અક્ષર સારા લખેલ છે કે કેમ તે જોવું.

## બેઠોમેળ. પાનું ૧.

## પાઠ ૧. રોકડ રકમનું જમાખર્ચ.

### પ્રશ્નો.

નીચે આપેલી રકમો પરથી સંવત ૧૯૮૨ ના કાર્તક માસનો **બેઠો મેળ** લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર રવિ, તા. ૧૮-૧૦-૨૫—**

૧. સિલકે કાંઇ નથી.

૨. ઘરના માલિક દવે મૂળજી જગન્નાથે રૂ. ૭૫) તેમના પત્ની બાઈ જડાવને ઘરમાં વાપરવા સારૂ આપ્યા.

૩. બાઈ જડાવને સપ્ટેંબર માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

૪. રૂ. ૦ા નું મીઠાલુણ શેર ૧૦, રૂ. ૦ાની શાકભાજી, રૂ. ૦ા૦ાનું દૂધ શેર ૩ લાવ્યા.

૫. બેન રૂક્ષ્મણી નાથજીને રૂ. ૫) ઉછીના આપ્યા.

**સુદ ૫ વાર ગુરુ, તા. ૨૨-૧૦-૨૫—**

૬. મકાન ભાડાના મહેતા પ્રાગજી વસનજી પાસેથી રૂા. ૧૫૦) આવ્યા.

૭. નડીઆદ હિંદુ અનાથાશ્રમમાં રૂ. ૫) આપ્યા.

૮. ઘઉં મણ ૩) દર રૂ. ૩ાા~ લેખે, ચોખા મણ ૨) દા. રૂા. ૪ાા લેખે, તુવેરની દાળ મણ ૨) દા. રૂા. ૪ાા= લેખે રોકડેથી લીધી; રૂા. ૦ા~ની શાકભાજી ને રૂ. ૦ા= નું દૂધ લીધુ.

**સુદ ૧૫ વાર શનિ, તા. ૩૧-૧૦-૨૫—**

૯. બેન રૂક્ષ્મણીને ઉછીના આપેલા રૂા. ૫) આવ્યા.

૧૦. બેન રૂક્ષ્મણી ગણપતરામને રૂ. ૫૦) બાર આનાની તેરીખે અવેજમા સોનાની સાકળી તોલા ૩ાા~ ભારની લઇ આપ્યા.

### સમજુતી.

૧. સિલકે કાંઈ નથી માટે પુરાત બાકીમા રૂ. ૦)ા દોકડો લખાય છે.

૨. સિલકમા રૂ. ૭૫) વધવાથી દવે મૂળજી જગન્નાથને ખાતે જમાથાય.

૩. સિલકમા રૂ. ૨૫) વધવાથી પગાર ખાતે જમા થાય.

૪. સિલકમાં રૂ. ૧)૦ાા ઘટવાથી ભોજનખર્ચ ખાતે ઉધારાય.

૫. સિલકમાંથી રૂ. ૫) કમી થયાથી રૂક્ષ્મણીને ખાતે ઉધારાય.

૬. સિલકમા રૂ. ૧૫૦) વધવાથી મકાન ભાડા ખાતે જમા થાય.

૭. સિલકમાં રૂ. ૫) ઘટવાથી ધર્માદાખાતે ઉધારાય.

૮. સિલકમાંથી ઘઉંના રૂ. ૧૧ા≈, ચોખાના રૂ. ૯), દાળના રૂ. ૯ા,

બે. પા. ૨.

શાકભાજીના રૂ. ૦।~ અને દૂધના રૂ. ૦।= મળી કુલ રૂ. ૩૦।= ઘટયા તે ભોજનખર્ચ ખાતે ઉધારાય.

૯. સિલકમાં રૂ. ૫) વધવાથી રૂક્ષ્મણીને ખાતે જમા થાય.

૧૦. સિલકમાં રૂ. ૫૦)ઘટવાથી રૂક્ષ્મણી ગણપતરામને ખાતે ઉધારાય.

**સિલક કાઢવા વિષે:**—જમા ઉધાર બાજૂએ રકમો લખાઇ રહ્યા પછી જમા બાજૂની રકમોનો જમા તરફ, ને ઉધાર બાજૂની રકમોનો ઉધાર તરફ સરવાળો કરવો. પછી બીજા કાગળમાં જમા તરફના સરવાળામાંથી ઉધાર તરફનો સરવાળો બાદ કરવો. બાકી રહે તે સિલક જાણવી. એ સિલક ઉધાર બાજૂએ મૂકેલા સરવાળા નીચે એક લીટી દોરી "**શ્રી જણસે**" એમ લખી ટાકી ફરીથી સરવાળો લેવો, એટલે જમા ને ઉધાર તરફનો સરવાળો બરાબર થશે.

**ઉત્તર.**

શ્રી ૧।.

સંવત ૧૯૮૨ ના કાર્તક સુદ ૧ થી કાર્તક વદ ૦)) સુધીનો બેઠો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૦)૧। શ્રી પુરાંત બાકી. | ૧)૦।। શ્રી ભોજનખર્ચ ખાતે ઉધાર. સુદ ૧<br>૦।। મીઠાલુણ શેર ૧૦.<br>૦। શાકભાજી.<br>૦।૦।। દૂધ શેર ૩.<br>૧)૦।।<br>ખા. પા. ૨ |
| ૭૫) દવે મૂળજી જગન્નાથને ખાતે જમા. સુદ ૧<br>૭૫) ઘરમા વાપરવા સારૂ આપ્યા તે.<br>ખા. પા. ૧ | ૫) બેન રૂક્ષ્મણી નાથજીને ખાતે ઉધાર. સુદ ૧<br>૫) ઉછીના આપ્યા તે.<br>ખા. પા. ૪ |
| ૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧<br>૨૫) બાઈ જડાવના સપ્ટેંબર માસના પગારના મળ્યા તે.<br>ખા. પા. ૨ | ૫) શ્રી ધર્માદા ખાતે ઉધાર. સુદ ૫<br>૫) નડીઆદ હિંદુ અનાથાશ્રમમાં આપ્યા તે.<br>ખા. પા. ૩ |
| ૧૫૦) શ્રી ઘરભાડાખાતે જમા.સુદ૫<br>૧૫૦) મહેતા પ્રાગજી વસનજી પાસેથી સં. ૧૯૮૧ના ઘરભાડાના મળ્યા તે.<br>ખા. પા. ૨ | |
| ૫) બેન રૂક્ષ્મણીનાથજીને ખાતે | |

બે. પા. ૩.

| | |
|---|---|
| જમા. સુદ ૧૫ | ૩૦।= શ્રી ભોજનખર્ચ ખાતે ઉધાર. |
| ૫) ઉછીના લઇ ગએલા પાછાં આપી ગયાં. | સુદ ૫ |
| | ૧૧।≈ ઘઉં મણ ૩) દા. મણના રૂ. ૩।।૮ |
| | ૯) ચોખા મ. ૨) દા. રૂ. ૪।। |
| | ૯। તુવેરની દાળ મ.૨) દા. રૂ. ૪।।≈ |
| | ૦।૮ શાકભાજી. |
| | ૦।= દૂધ શેર ૪). |
| | ૩૦।= |
| ખા. પા. ૪ | ખા. પા. ૨ |
| | ૫૦) બેન રૂક્ષ્મણી ગણપતરામને ખાતે ઉધાર. સુદ ૧૫ |
| | ૫૦) બાર આનાની તેરીખે અવેજમાં સોનાની સાંકળી તોલા ૩।।૮ ભારની લઇ આપ્યા તે. |
| | ખા. પા. ૩ |
| | ૯૧।≈।। |
| | ૧૬૩।।૮।। શ્રી જણસે. |
| ૨૫૫) | ૨૫૫) |

**ટીપઃ**—કેટલાક દૂધનું પત્રક રાખે છે. તેમા રોજરોજ લીધેલું નોંધી રાખે છે. અમુક મુદતે હિસાબ સમજી પૈસા આપી ભોજનખર્ચ ખાતે લખે છે. ( જુઓ દૂધના પત્રકનો નમૂનો પાને ૩૬ મે ).

 ૧૨૯૮૧૭

બે. પા. ૪.

# પાઠ ૨. રોકડ રકમનું જમાખર્ચ ચાલુ.

## પ્રશ્નો.

નીચે આપેલી રકમો પરથી માગસર માસનો બેઠો મેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર મંગળ, તા. ૧૭-૧૧-૨૫—**

૧. આજની સિલક રૂા. ૧૬૩ા–ાા આનો છે.

૨. બાઇ જડાવને અક્ટોબર માસના પગારના રૂા. ૨૫) મળ્યા.

૩. ટોપી નં. ૪ નું ભરામણ રૂ. ૨), ઝભલા નં. ૩ નું સિવડામણ રૂ. ૦ાા, અને ચાહના ખાલી ડબા નં. ૩ વેચ્યા તેના રૂ. ૦ા– આવ્યા.

૪. ઘી શેર ૫ રૂ. ૪)નું, ખાંડ મણ ૦ાા દા. રૂ. ૭) લેખે, અને બાવળની કાઠી મણ દશ રૂ. ૪)ની લીધી; કાઠી લાવતાં રૂ. ૦ાા ખર્ચ થયું.

૫. આંધળાં લુલાંને રૂ. ૦ાા ની પાઇઓ વહેંચી.

**સુદ ૭ વાર રવિ, તા. ૨૨-૧૧-૨૫—**

૬. ગુજરાત રેલવે કંપનિ લિમિટેડનો શેર એક નં. ૨૨૯૩૬નો સોની કિંમતનો રૂા. ૮૦)થી લીધો, ખરીદતાં રૂ. ૨) દલાલી વગેરેનું ખર્ચ થયું.

૭. પગનાં સાંકળાં રૂપાનાં જોડ ૧ તોલા ૨૦ ભારનાં રૂ. ૧૫)થી વેચ્યાં.

**વદ ૫ વાર શનિ, તા. ૫-૧૨-૨૫—**

૮. નગરીઆ સાલ્લા નં. ૨ રૂ. ૯ાા ના લીધા.

૯. ચાકર બાઈ ચંચળને કાર્તક માસના પગારના રૂ. ૬), રમણની ફી ડિસેમ્બરની રૂ. ૫), ધોબીને કપડાં ધોયાંના રૂ. ૪), અને દીવાસળીનું પડીકું નં. ૧ લીધુ તેના રૂ. ૦)ાા આપ્યા.

## સમજુતી.

૩. સિલકમાં રૂ. ૩)–ા વધ્યા તે પરચૂરણ ઉપજખાતે જમા થાય.

૪. રૂા. ૧૨) સિલકમાંથી ઘટયા, તે ભોજનખર્ચ ખાતે ઉધારાય.

૫. રૂ. ૦ાા સિલકમાંથી ઘટયો, તે ધર્માદાખાતે ઉધારાય.

૬. રૂ. ૮૨) સિલકમાંથી ઘટયા, તે ગુજરાત રેલવે કંપનિ લિમિટેડના શેર ખાતે ઉધારાય, વેચતાં પૈસા ઉપજે તે તે શેર ખાતે જમા થાય, શેરનો વ્યાજનફો આવે તે વ્યાજખાતે જમા થાય.

૭. રૂ. ૧૫) સિલકમાં વધ્યા તે દાગીના ખાતે જમા થાય.

૮. રૂ. ૯ાા સિલકમાંથી ઘટયા, તે કપડા ખર્ચ ખાતે ઉધારાય.

૯. રૂ. ૧૫)ાા સિલકમાંથી ઘટયા, તે પરચૂરણ ખર્ચ ખાતે ઉધારાય.

એ. પા. ૫.

**ઉત્તર.**

શ્રી ૧।.

સંવત ૧૯૮૨ ના માગસર માસનો બેઠો મેળ.

જ — ઉ

૧૬૩ાા—ાા શ્રી પુરાત બાકી.

૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧
૨૫) માહે અકટોબર માસના પગારના બાઇ જડાવને મળ્યા તે.

ખા. પા. ૨

૩)—ા શ્રી પરચૂરણ ઉપજ ખાતે જમા. સુદ ૧
૨) ભરામણના મળ્યા.
૦ાા સિવડામણના મળ્યા.
૦—ા ચાહના ખાલી ડબા નં. ૩ ના ઉપજ્યા.

૩)—ા

ખા. પા. ૩

૧૫) શ્રી દાગીના ખાતે જમા. સુદ ૭
૧૫) રૂપાનો સાકળાં જોડાએક તોલા ૨૦) ભારનો વેચ્યો તેના ચોકશી અંબાલાલ સાકળચંદની પાસેથી આવ્યા.

ખા. પા. ૩

૨૦૬ાા—ાા

૧૨) શ્રી ભોજનખર્ચ ખાતે ઉધાર.
સુદ ૧
૪) ઘી શેર ૫)
૩ાા ખાંડ મ. ૦ાા દા. રૂ. ૭)
૪) બાવળની કાઠી મ. ૧૦)
૦ાા કાઠી લાવતા ખર્ચનો.

૧૨)

ખા. પા. ૨

૦ાા શ્રી ધર્માદા ખાતે ઉધાર.
સુદ ૧
૦ાા રૂ. ૦ાા ની પાઇઓ આંધળા લુલાને વહેંચી.

ખા. પા. ૩

૮૨) શ્રી ગુજરાત રેલવે કંપનિ લિમિટેડના શેર ખાતે ઉધાર.
સુદ ૭
૮૦) શેર એક નં. ૨૨૯૩૬ નો રૂ. ૧૦૦)નો દલાલ ભીખાભાઇ મનસુખરામ માર્ફત બાઇ જડાવ મૂળજી દવેના નામપર લીધો.
૨) દલાલી વગેરેના ખર્ચના.

૮૨)

ખા. પા. ૩

૯ાા શ્રી કપડાં ખાતે ઉધાર. વદ ૫
૯ાા નગરીઆ સાલ્લા નં. ૨

એ. પા. ૬.

| |
|---|
| આ. પા. ૩ |
| ૧૫)≡॥ શ્રી પરચૂરણ ખર્ચ ખાતે |
| ઉધાર. વદ ૫ |
| ૬) ચાકરના કાર્તકમાસના પગારના બાઇ ચંચળને. |
| ૫) ચિ. રમણની ડિસેંબરની ફીના. |
| ૪) ધોબીને કપડા ધોયાના. |
| ૦)≡॥ દીવાસળીનું પડીકું નં. ૧ |
| ૧૫)≡॥ |
| આ. પા. ૪. |
| ૧૧૯)≡॥ |
| ૮૭॥≡ શ્રી જણસે. |
| ૨૦૬॥≈॥ |

**ટીપઃ**—ધોબીને કપડા આપ્યાની વિગતવાર નોંધબુક રાખવી જોઇએ.

---

## પાઠ ૩. રોકડ રકમનું જમાખર્ચ ચાલુ.

### પ્રશ્નો.

નીચે આપેલી રકમો પરથી પોષ માસનો એડો મેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર બુધ, તા. ૧૬-૧૨-૨૫—**

૧. આજની સિલક રૂ. ૮૭॥≡ છે.

૨. બાઇ જડાવને નવેમ્બર માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

૩. ગાય રૂ. ૨૫) ની લીધી.

૪. ચિ. ગુણવન્ત માટે ટોપી એક રૂ. ૫) ની લીધી.

૫. શાહ મંગળદાસ ભાઇચંદની દીકરી કમળાને લગ્ન વખતે કન્યાદાનમાં રૂ. ૨) આપ્યા.

૬. બિલ્વેશ્વર મહાદેવ જાત્રાએ ગયાં તેમા રૂ. ૧૫॥~ ખર્ચ થયું, ધાસલેટનો ડબો એક રૂ. ૨॥≈નો લીધો.

એ. પા. ૭.

૭. ચાહ રતલ ૨ દા. રૂ. ૧)⇒ લેખે, મસાલો રૂ. ૦ાા નો, અને પાન સોપારી રૂ. ૦)= નાં લીધાં.

**સુદ ૧૦ વાર શુક્ર, તા. ૨૫-૧૨-૨૫—**

૮. હવે મૂળજી જગન્નાથે ઘરમાં વાપરવા રૂ. ૧૨૫) આપ્યા.

૯. હેમ તોલા ૪) દા. રૂ. ૨૧ા= લેખે ચોકસી અંબાલાલ સાંકળચંદને ત્યાંથી લઇ સોની ગિરધર રણછોડને બંગડી નં. ૪ ઘડવા માટે આપ્યું.

૧૦. પેટી સાગની એક રૂ. ૧૨) ની, પાટલા નં. ૨ રૂા. ૨ાા ના, ફાનસ રૂ. ૨) નું અને રજાઈ નં. ૧ રૂ. ૧૦) ની લીધી.

૧૧. બેન રૂક્ષ્મણી નાથજીને રૂ. ૨૫) સામા દસ્તકનું ખાતું પાડી લઇ ચૌદ આનાની તેરીખે ધીર્યા.

**વદ ૫ સોમવાર, તા. ૪-૧-૨૬—**

૧૨. જૂનો તારકસબ રૂ. ૦ાા નો, વાસણનો ભંગાર રૂ. ૨ાા નો, ઘાસલેટનો ખાલી ડબો રૂ. ૦ા– થી વેચ્યો.

૧૩. સોની ગિરધર રણછોડે બંગડીઓ તૈયાર કરવાથી તોળી લઇ કસ કઢાવીને ઘડાઈના રૂ. ૬) આપ્યા.

૧૪. રસોઈઆ મહાશંકર પ્રભુરામને પગાર પેટે રૂ. ૧૦) આપ્યા.

**સમજુતી.**

૩. સિલકમાથી રૂ. ૨૫) ઘટયા તે જાનવર ખર્ચ ખાતે ઉધારાય.

૪. સિલકમાંથી રૂ. ૫) ઘટયા તે કપડા ખર્ચ ખાતે ઉધારાય.

૫. સિલકમાંથી રૂ. ૨) ઘટયા તે ચાંલ્લા ખાતે ઉધારાય.

૬. સિલકમાથી રૂ. ૧૮)≈ ઘટયા તે પરચૂરણ ખર્ચ ખાતે ઉધારાય.

૭. સિલકમાથી રૂ. ૩)= ઘટયા તે ભોજન ખર્ચ ખાતે ઉધારાય.

૯. સિલકમાથી રૂ. ૮૫ાા ઘટયા તે દાગીના ખાતે ઉધારાય.

૧૦. સિલકમાંથી રૂ. ૨૬ાા ઘટયા તે સરંજામ ખાતે ઉધારાય.

૧૧. સિલકમાંથી રૂ. ૨૫) ઘટયા, તે બેન રૂક્ષ્મણી નાથજીને ખાતે ઉધારાય. સામા દસ્તકનું ખાતું પડાવી ટિકીટ ચોડી તે પર સહી લેવી જોઇએ.

૧૨. સિલકમા રૂ. ૩ાા– વધ્યા, તે પરચૂરણ ઉપજ ખાતે જમા થાય.

૧૩. સિલકમાંથી રૂ. ૬) ઘટયા તે દાગીના ખાતે ઉધારાય.

૧૪. સિલકમાથી રૂ. ૧૦) ઘટયા તે રસોઇઆને નામે ઉધારાય.

એ. પા. ૮.
**ઉત્તર.**
શ્રી ૧૧.
સંવત ૧૯૮૨ ના પોષ માસનો ખેડો મેળ.

જ

૮૭ાારૂા શ્રી પુરાંત બાકી.

૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧
૨૫) માહે નવેંબર માસના પગારના બાઇ જડાવને મળ્યા તે.

ખા પા. ૨

૧૨૫) દવે મૂળજી જગન્નાથને ખાતે જમા. સુદ ૧૦
૧૨૫) ઘરમા વાપરવા સારૂ આપ્યા તે.

ખા. પા. ૧

૩ા~ શ્રી પરચૂરણ ઉપજ ખાતે જમા. વદ ૫
૦ાા જૂના તારકસખનો ઉપજ્યો.
૨ાા વાસણના ભંગારનો.
૦ા~ ઘાસલેટના ખાલી ડબાનો.
૩ા~

ખા. પા. ૩

૨૪૧)૦ા

ઉ

૨૫) શ્રી જાનવર ખાતે ઉધાર. સુદ ૧
૨૫) ગાય એક પગી ખોડાજી ખુમાજીની લીધી તેના.

ખા. પા. ૪

૫) શ્રી કપડાખર્ચ ખાતે ઉધાર. સુદ ૧
૫) ચિ. ગુણવન્ત માટે ટોપી નં. ૧ લીધા તેના.

ખા પા ૩

૨) શ્રી ચાલ્લા ખાતે ઉધાર સુદ ૧
૨) શાહ મંગળદાસ ભાઇચંદની દીકરી કમળાને લગ્ન વખતે કન્યાદાનમાં આપ્યાતે.

ખા. પા. ૪

૧૮)≋ શ્રી પરચૂરણ ખર્ચ ખાતે ઉધાર. સુદ ૧
૧૫ાા~ શ્રી બિલેશ્વર મહાદેવ જાત્રાએ ગયાં તેમાં થએલ ખર્ચના.
૨ાા= ઘાસલેટનોડબોએક.
૧૮)≋

ખા. પા. ૪

૩)= શ્રી ભોજનખર્ચ ખાતે ઉધાર. સુદ ૧
૨ા ચાહ રતલ ૨) દા. રૂ. ૧)=
૦ાા મસાલો.
૦)= પાનસોપારી.
૩)=

ખા. પા. ૨

એ. પા. ૯.

૮પાા શ્રી દાગીનાખાતે ઉધાર.સુદ૧

૮પાા હેમતોલા ૪) દા. રૂા. ૨૧ા≂ લેખે ચોકશી અંબાલાલ સાંકળચંદને ત્યાથી લઇ સોની ગિરધર રણછોડને બંગડી નં ૪ ઘડવા માટે આપ્યુ.

ખા. પા. ૩

૨૬ાા શ્રી સરંજામ ખાતે ઉ. સુ.૧૦

૧૨) પેટી સાગની નં. ૧
૨ાા પાટલા નં. ૨
૨) ફાનસ નં ૧
૧૦) રજાઇ નં. ૧

૨૬ાા

ખા. પા. ૪

૨૫) બેન રૂક્ષમણી નાથજીને ખાતે ઉધાર. સુદ ૧૦

૨૫) ચૌદ આનાની તેરીખે સામા દસ્તકનું ખાતું પડાવી સહી લઇ ધીર્યા તે.

ખા. પા. ૪

૬) શ્રી દાગીના ખાતે ઉધાર.વદ૫

૬) હેમની બંગડી નં. ૪ તોલ કરાવી કસ કઢાવી ઘડાઇના સોની ગિરધર રણછોડને.

ખા. પા. ૩

૧૦) રસોઇઆ મહાશંકર પ્રભુરામને ખાતે ઉધાર. વદ ૫

૧૦) પગાર પેટે આપ્યા તે.

ખા. પા. ૪

૨૦૬ા–

૩૪ાા≈ા શ્રી જણસે.

૨૪૧)૦ા

એ. પા. ૧૦.

**સામા દસ્તકનું ખાતું.**

બેન રૂક્ષ્મણી નાથજીનું ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| | ૨૫) સંવત ૧૯૮૨ પોસ સુદ ૧૦ શુક્ર, તા. ૨૫-૧૨-૨૫ ના અંગ્રેજી દિને રોકડા રૂ. ૨૫) અંકે પચીશ પુરા લીધા તે આપવા. હા. પોતે. દા.પોતે. |
| | રૂક્ષ્મણી \| ટિકીટ નાથજી ૦)૮ \| સહી દા. પોતે. |

## પાઠ ૪. રોકડ રકમનું જમાખર્ચ ચાલુ.

### પ્રશ્નો.

નીચે આપેલી રકમો પરથી માહ માસનો એઠો મેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર શુક્ર, તા. ૧૫-૧-૨૬—**

૧. આજની સિલક રૂ. ૩૪॥ૢ છે.

૨. ગાયોને રૂ. ૨) નું ખડ નંખાવ્યું.

૩. ચણાની દાળ મ. ૧। દા. રૂ. ૩। લેખે, મગની દાળ મ. ૨) દા. રૂ. ૪) લેખે રોકડેથી લાવ્યા.

૪. બેન લીલાવતીના સસરાને રૂ. ૫) ચાલ્લો કર્યો, ચિ. રમણને તેને સાસરેથી રૂ. ૭) મળ્યા, અને બેન લીલાવતીને કરિયાવરમાં નાકનું ફૂલ રૂ. ૧૦) નું કરાવ્યું.

**માહ વદ ૧ વાર શુક્ર, તા. ૨૯-૧-૨૬—**

૫. શાહ નીમચંદ નાનજીનો ઓરડો ભાડે રાખેલ, તેના કારતક, માગસર, ને પોષ માસના ભાડાના રૂ. ૧૫) આપ્યા.

૬. બાઇ જડાવને ડિસેમ્બર માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

૭. દવે મૂળજી જગન્નાથ પોતાના ઘર માટે તેલ શેર ૧૧) ઘાંચી કરીમ મહમદને ત્યાથી રૂ. ૪)નું લાવ્યા, તેના પૈસા ઘાંચીને ઘરમાંથી અપાવ્યા.

૮. ગાય માટે ખડના પુળા નં. ૧૨૫ રૂ. ૫) ના લીધા.

એ. પા. ૧૧.

**સમજુતી.**

૨. સિલકમાં રૂ. ૨) ઘટવાથી ધર્માદાખાતે ઉધારાય.

૩. સિલકમાં રૂ. ૧૨)= ઘટવાથી ભોજન ખર્ચ ખાતે ઉધારાય.

૪. વહેવાઇને રૂ. ૫) ચાંલ્લો કર્યો તે રકમ પ્રસંગે પાછી ફરવાની ન હોઇ પરચૂરણ ખર્ચ ખાતે ઉધારાય, તેમજ વહેવાઇને ત્યાંથી મળેલ રૂ. ૭) પરચૂરણ ઉપજખાતે જમા કરાય; અને દીકરીને કરિયાવરમાં નાકનું ફૂલ રૂ. ૧૦) નું કરાવી આપ્યું તે દાગીના ખાતે ન લખાતાં પરચૂરણ ખર્ચે ખાતે ઉધારાય.

૫. ભાડે લીધેલા મકાનના ભાડાના રૂ. ૧૫) આપ્યા તે પરચૂરણ ખર્ચખાતે ઉધારાય.

૭. સિલકમા રૂ. ૪) ઘટવાથી ભોજન ખર્ચ ખાતે ઉધારાય.

૮. સિલકમાં રૂ. ૫) ઘટવાથી પરચૂરણ ખર્ચ ખાતે ઉધારાય.

**ઉત્તર.**

શ્રી ૧૧.

સંવત ૧૯૮૨ ના માહ માસનો ભેડો મેળ.

જ

૩૪॥=॥ શ્રી પુરાત બાકી.

૭) શ્રી પરચૂરણ ઉપજખાતે જમા. સુદ ૧

૭) ચિ. રમણને તેને સાસરેથી મળ્યા તે.

ખા. પા. ૩

૨૫) શ્રી પગાર ખાતે જમા. વદ ૧

૨૫) ભાઇ જડાવને માહે ડિસેમ્બર માસના પગારના મળ્યા તે.

ખા. પા. ૨

૬૬॥=॥

ઉ

૨) શ્રી ધર્માદા ખાતે ઉધાર. સુદ ૧

૨) ગાયોને ખડ નંખાવ્યું.

ખા. પા. ૩

૧૨)= શ્રી ભોજન ખર્ચ ખાતે ઉધાર. સુદ ૧

૪)= ચણાની દાળ મ. ૧। દા. રૂ. ૩। લેખે.

૮) મગની દાળ મ. ૨) દા. રૂ. ૪) લેખે.

૧૨)=

ખા. પા. ૨

૧૫) શ્રી પરચૂરણ ખર્ચ ખાતે ઉધાર. સુદ ૧

૫) બેન લીલાવતીના સસરાને ચાંલ્લો કર્યો.

એ. પા. ૧૨.

૧૦) બેન લીલાવતીને નાકનું
ફૂલ કરાવી આપ્યું.

૧૫)

ખા. પા. ૪

૨૦) શ્રી પરચૂરણ ખર્ચ ખાતે
ઉધાર. વદ ૧
૧૫) ઓરડા એકના કારતક,
માગશર, પોષ માસના
ભાડાના હા. નીમચંદ
નાનજીને.
૫) ગાય માટે ખડના પુળા
નં. ૧૨૫ લીધા તેના.

૨૦)

ખા. પા. ૪

૪) શ્રી ભોજનખર્ચ ખાતે ઉધાર.
વદ ૧
૪) તેલ શેર ૧૧ ના રોકડા
હા. ઘાંચી કરીમ મહમદને
અપાવ્યા.

ખા. પા. ૨

૫૩)~

૧૩ાાત્ના શ્રી જણસે.

૬૬ાાત્ના

## પાઠ ૫. ઉધાર રકમનું જમાખર્ચ.

### પ્રશ્નો.

નીચે આપેલી રકમો પરથી ફાગણ માસનો બેઠો મેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર શનિ, તા. ૧૩-૨-૨૬—**

૧. આજની સિલક રૂ. ૧૩ાાત્ના છે.

૨. ગાંધી નથુ હરખચંદને ત્યાંથી નીચે મુજબ માલ ઉધાર લાવ્યા.

ચોખા મ. ૩) દા. ૩ાા લેખે.

તુવેર દાળ મ. ૧) હા. ૨. ૩ા લેખે.

ખે. પા. ૧૩.

ખાંડ મ. ૧) દા. રૂ. ૭) લેખે.

૩. બાઇ જડાવને જાન્યુઆરિ માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

**વદ ૨ વાર સોમ, તા. ૧-૩-૨૬—**

૪. ગાંધી નથુ હરખચંદનું ખાતુ ચૂકવી આપ્યું, ને ઘઉં મણ ૪) દા. રૂ. ૩ાા ના ભાવે ઉધાર લાવ્યા, લાવતાં મણે રૂ. ૦)૦ાા મજુરી બેઠી.

**સમજુતી.**

૨. ઉધારે આણેલો માલ જેને ત્યાંથી લાવીએ તેને ખાતે **જમા કરવો**; અને માલ ખાતે **ઉધારવો**. રોકડ રકમનું નામુ **એક બાજૂ** લખાય છે, ને ઉધાર રકમનું નામું **બે બાજૂ** લખાય છે, એથી સિલકમા કાઇ વધઘટ થતી નથી. આ પ્રશ્નમા ચોખા મ. ૩) ના રૂ. ૧૧, દાળ મ. ૧) ના રૂ. ૩ાા ને ખાડ મ. ૧) ના રૂ. ૭) મળી કુલ રૂ. ૨૧ાા ગાધી નથુ હરખચંદને ખાતે **જમા થાય**, ને ભોજન ખર્ચ ખાતે **ઉધારાય**.

૪. ગાધી નથુ હરખચંદના રૂ. ૨૧ાા દેવા છે તે ચૂકવી આપ્યા માટે તેમને ખાતે ઉધારવા, ને ઘઉં મ. ૪) રૂ. ૧૪) ના ઉધારે લાવ્યા તે તેમને ખાતે **જમા કરી** ભોજન ખર્ચ ખાતે **ઉધારવા**. લાવતા મજુરીના રૂ. ૦)= થયા તે પણ ભોજનખર્ચ ખાતે ઉધારાય.

**ઉત્તર.**

શ્રી ૧ા.

સંવત ૧૯૮૨ ના ફાગણ માસનો બેડો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૩ાા=ા શ્રી પુરાત બાકી. | ૨૧ાા શ્રી ભોજન ખર્ચ ખાતે ઉધાર. સુદ ૧<br>૨૧ાા ગાંધી નથુ હરખચંદને ખાતે **જમા કરીને.** |
| ૨૧ાા ગાંધી નથુ હરખચંદને ખાતે જમા. સુદ ૧<br>૧૧ા ચોખા મ. ૩) દા. રૂ. ૩ાા<br>૩ાા તુવેર દાળ મ. ૧) દા. રૂ. ૩ાા<br>૭) ખાંડ મ. ૧) દા. રૂ. ૭)<br>૨૧ાા શ્રી ભોજન ખર્ચ ખાતે **ઉધારીને.** | ખા. પા. ૨ |
| ખા. પા. ૫ | ૨૧ાા ગાંધી નથુ હરખચંદને ખાતે ઉધાર. વદ ૨<br>૨૧ાા રોકડા હિસાબ ચૂકતે આપ્યા. |
| ૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧<br>૨૫) બાઇ જડાવને જાન્યુઆરિ | ખા. પા. ૫ |
| | ૧૪)= શ્રી ભોજન ખર્ચ ખાતે |

એ. પા. ૧૪.

માસના પગારના મળ્યા તે.

ખા. પા. ૨

૧૪) ગાંધી નથુ હરખચંદને ખાતે જમા. વદ ૨

૧૪) ઘઉં મ. ૪) દા. રૂ. ૩॥ લેખે તે શ્રી ભોજન ખર્ચ ખાતે **ઉધારીને.**

ખા. પા. ૫

૭૪।=।

ઉધાર. વદ ૨

૧૪) ગાંધી નથુ હરખચંદને ખાતે **જમા કરીને.**

૦)= ઘઉં મ. ૪) લાવના મજુરી.

૧૪)=

ખા પા. ૨

૫૭॥=

૧૬॥।૦। શ્રી જણસે.

૭૪।=।

---

## પાઠ ૬. ઉધાર રકમનું જમાખર્ચ ચાલુ.

### પ્રશ્નો.

નીચે આપેલી રકમો પરથી અધિક ચૈત્ર માસનો બેઠામેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર સોમ, તા. ૧૫-૩-૨૬—**

૧. આજની સિલક રૂ. ૧૬॥। ૦। છે.

૨. બાઇ જડાવને ફેબ્રુઆરિ માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

૩. શાહ જેસંગભાઇ કાળિદાસને ત્યાંથી પોલકું નં. ૧ રૂ. ૨૫)ની કિમ્મતનું લીધું, તે પેટે રૂ. ૧૫) ભર્યા.

**સુદ ૧૫ વાર સોમ, તા. ૨૯-૩-૨૬—**

૪. શાહ જેસંગભાઇ કાળિદાસના દેવા રૂપિયા ચૂકવી આપ્યા.

૫. ગુજરાત રેલવે કંપનિ લિમિટેડના શેર એકનું ૭ માસનું વ્યાજ રૂ. ૨॥ મળ્યું.

### સમજુતી.

૩. શાહ જેસંગભાઇ કાળિદાસને ખાતે પોલકાના રૂ. ૨૫) **જમા કરવા,** અને તે કપડાં ખાતે **ઉધારવા;** પછી રૂ. ૧૫) આપેલા તે શાહ જેસંગભાઇ કાળિદાસને ખાતે ઉધારવા.

૪. શાહ જેસંગભાઇ કાળિદાસને રૂ. ૧૦) (૨૫-૧૫) બાકીના ચૂકવી આપ્યા તે તેમને ખાતે ઉધારવા.

૫. શેરના નફાના રૂ. ૨॥ વ્યાજ ખાતે જમા થાય.

બે. પા. ૧૫.

**ઉત્તર.**

શ્રી ૧.

સંવત ૧૯૮૨ ના અધિક ચૈત્ર માસનો બેઠો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૬।।।૦। શ્રી પુરાંત બાકી. | ૨૫) શ્રી કપડા ખાતે ઉધાર. સુદ ૧ ૨૫) શાહ જેસંગભાઇ કાળિદાસને ખાતે **જમા કરીને.** |
| ૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧ ૨૫) બાઇ જડાવને ફેબ્રુઆરિ માસના પગારના મળ્યા. | ખા. પા. ૩ |
| ખા. પા. ૨ | ૧૫) શાહ જેસંગભાઇ કાળિદાસને ખાતે ઉધાર. સુદ ૧ ૧૫) રોકડા પોલકા પેટે. હા. પોતે. |
| ૨૫) શાહ જેસંગભાઈ કાળિદાસને ખાતે જમા. સુદ ૧ ૨૫) પોલકા નં. ૧ ના તે શ્રી કપડા ખાતે **ઉધારીને.** | ખા. પા. ૫ |
| ખા. પા. ૫ | ૧૦) શાહ જેસંગભાઇ કાળિદાસને ખાતે ઉધાર. સુદ ૧૫ ૧૦) રોકડા પોલકાના બાકીના હિસાબ ચૂકતે આપ્યા. |
| ૨।। શ્રી વ્યાજ ખાતે જમા. સુદ ૧૫ ૨।। ગુજરાત રેલવે કંપનિ લિમિટેડના શેર ૧ ના નફાના ૭ માસના મળ્યા તે. | ખા. પા. ૫ |
| ખા. પા. ૫ | ૫૦) |
| | ૧૯।૦। શ્રી જણસે. |
| ૬૯।૦। | ૬૯।૦। |

## પાઠ ૭. લગ્નખર્ચ.

નીચે આપેલી રકમો પરથી બીજા ચૈત્ર માસનો બેઠોમેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર મંગળ, તા. ૧૩-૪-૨૬—**

૧. આજની સિલક રૂ. ૧૯।૦। છે.

૨. બાઇ જડાવને માર્ચ માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

૩. નીચે મુજબ સામાન બેન વિમળાના લગ્ન પ્રસંગે ગાંધી નથુ હરખચંદને ત્યાંથી ઉધાર લીધો.

એ. પા. ૧૬.

ઘી મણ ૨॥ દા. રૂ. ૩૨) લેખે.

ખાંડ મણ ૪) દા. રૂ. ૭) લેખે.

પરચૂરણ સામાન રૂ. ૧૫૦)નો નાત જમાડવા લીધો.

૪. નીચે મુજબ કાપડ શાહ જયચંદ હરજીવનને ત્યાંથી વિવાહ પ્રસંગે ઉધાર લીધું, તેમાં રૂ. ૩૦) ભર્યાં.

સાડી નં. ૩ દા. રૂ. ૭) લેખે.

સાલ્લા નં. ૫ દા. રૂ. ૪) લેખે.

કસબી ધોતી નં. ૧ રૂ. ૪॥ ની.

**વદ ૨ ગુરુવાર, તા. ૨૯-૪-૨૬—**

૫. દવે મૂળજી જગન્નાથે રૂ. ૨૫૦) પેઢીમાંથી આપ્યા.

૬. ગાંધી નથુ હરખચંદને રૂા. ૨૦૧) આપ્યા.

૭. બેન વિમળાને રૂ. ૫૧) મોસાળામાં તેના મામાએ આપ્યા, ને પરચૂરણ ચાંલ્લાના રૂા. ૭૫) આવ્યા.

**વદ ૫ વાર રવિ, તા. ૨-૫-૨૬—**

૮. ખાંડ મ. ૧) વધવાથી ગાંધી નથુ હરખચંદને પાછી આપી.

**સમજુતી.**

૩. ઘી મ. ૨॥ ના રૂ. ૮૦), ખાંડ મ. ૪) ના રૂ. ૨૮), ને પરચૂરણ સામાનના રૂ. ૧૫૦) મળી કુલ રૂ. ૨૫૮) ગાંધી નથુ હરખચંદને ખાતે **જમા કરી** બેન વિમળાના લગ્નખર્ચખાતે **ઉધારવા.**

૪. સાડી નં. ૩ ના રૂ. ૨૧), સાલ્લા નં ૫ ના રૂ ૨૦), ને કસબી ધોતીના રૂ. ૪॥ મળી કુલ રૂ. ૪૫॥ શાહ જયચંદ હરજીવનના **જમા કરી** બેન વિમળાના લગ્નખર્ચખાતે **ઉધારવા,** પછી રોકડા આપેલા રૂ. ૩૦) શાહ જયચંદ હરજીવનને ખાતે ઉધારાય.

૬. સિલકમાંથી રૂ. ૨૦૧) ઘટયા તે ગાંધી નથુ હરખચંદને ખાતે ઉધારવા.

૭. ચાંલ્લાના રૂ. ૫૧+૭૫=૧૨૬) આવ્યા તે બેન વિમળાના લગ્નખર્ચખાતે જમા થાય. (ચાંલ્લો વિગતવાર જમા કરવો.)

૮. ખાંડ મ. ૧) ના રૂ. ૭) ગાંધી નથુ હરખચંદને ખાતે **ઉધારી** બેન વિમળાના લગ્નખર્ચખાતે **જમા કરાય.** (પ્રથમ જે ખાતે ઉધારેલી તે ખાતે જમા થાય.)

બે. પા. ૧૭.
**ઉત્તર.**
શ્રી ૧।.
સંવત ૧૯૮૨ ના બીજા ચૈત્ર માસનો બેઠો મેળ.

જ

૧૯।૦। શ્રી પુરાંત બાકી.

૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧
૨૫) બાઇ જડાવને માર્ચ માસના પગારના મળ્યા.

ખા. પા. ૨

૨૫૮) ગાંધી નથુ હરખચંદને ખાતે જમા. સુદ ૧
૮૦) ઘી મ. ૨॥ દ. રૂ.૩૨)લેખે.
૨૮) ખાંડ મ. ૪)દ. રૂ.૭)લેખે.
૧૫૦) પરચૂરણ સામાનના.
૨૫૮) બેન વિમળાના લગ્નખર્ચ-ખાતે **ઉધારીને.**

ખા. પા ૫

૪૫॥ શાહ જયચંદ હરજીવનને ખાતે જમા. સુદ ૧
૨૧) સાડી નં.૩ દા. રૂ. ૭)લેખે.
૨૦) સાલ્લા નં. ૫ દા. રૂ. ૪) લેખે.
૪॥ કસબી ધોતી નં. ૧
૪૫॥ બેન વિમળાના લગ્ન-ખર્ચખાતે **ઉધારીને.**

ખા. પા. ૫

૨૫૦) દવે મૂળજી જગન્નાથને ખાતે જમા. વદ ૨
૨૫૦) લગ્નખર્ચ વગેરેમા વાપરવા આપ્યા તે.

ખા. પા. ૧

ઉ

૩૦૩॥ બેન વિમળાના લગ્નખર્ચ-ખાતે ઉધાર. સુદ ૧
૨૫૮) ગાંધી નથુ હરખચંદને ખાતે **જમા કરીને.**
૪૫॥ શાહ જયચંદ હરજીવનને ખાતે **જમા કરીને.**

૩૦૩॥

ખા. પા. ૫

૩૦) શાહ જયચંદ હરજીવનને ખાતે ઉધાર. સુદ ૧
૩૦) રોકડા હા. પોતે.

ખા. પા. ૫

૨૦૧) ગાંધી નથુ હરખચંદને ખાતે ઉધાર. વદ ૨
૨૦૧) રોકડા હા. પોતે

ખા પા. ૫

૭) ગાંધી નથુ હરખચંદને ખાતે ઉધાર. વદ ૩
૭) ખાંડ મ. ૧) વધેલી પાછી આપી તે બેન વિમળાના લગ્નખર્ચખાતે **જમા કરીને.**

ખા. પા ૫

૫૪૧॥

૧૮૯।૦। શ્રી જણસે.

૭૩૦॥।૦।

બે. પા. ૧૮.

૧૨૬) બેન વિમળાના લગ્ન ખર્ચ
ખાતે જમા. વદ ૨
૫૧) બેન વિમળાને તેના મા-
માએ ચાલ્લા કર્યો તે.
૭૫) પરચૂરણ ચાલ્લાના આ-
વ્યા તે.

૧૨૬)

ખા. પા. ૫

૭) બેન વિમળાના લગ્નખર્ચ ખાતે
જમા. વદ ૩
૭) ખાડ મ ૧)વધવાથી ગાંધી
નથુ હરખચંદને પાછી આપી
તે તેમને ખાતે ઉધારીને.

ખા. પા. ૫

૭૩૦।।।૦।

## પાઠ ૮. વ્યાજ વિષે.

નીચે આપેલી રકમો પરથી વૈશાખ માસનો બેઠો મેળ લખી સિલક કાઢો.

**સુદ ૧ વાર બુધ, તા. ૧૨-૫-૨૬—**

૧. આજની સિલક રૂ. ૧૮૯૦ા છે.

૨. બાઇ જડાવને એપ્રિલ માસના પગારના રૂ. ૨૫) મળ્યા.

૩. ગાંધી નથુ હરખચંદ, તથા શાહ જયચંદ હરજીવનનો લગ્નખર્ચનો હિસાબ ચૂકતે કરો.

**સુદ ૧૫ વાર ગુરુ, તા. ૨૭-૫-૨૬—**

૪. બેન રૂક્ષ્મણી ગણપતરામનું ખાતું વ્યાજ સાથે ચૂકવી લો.

### સમજુતી.

૩. ગાંધી નથુ હરખચંદના લગ્ન ખર્ચના જમા રૂ. ૨૫૮) છે, તેમાંથી ઉધાર બાજૂના રૂ. ૨૦૧+૭=૨૦૮) જતાં રૂા. ૫૦) દેવા રહે છે, તે તેમને ખાતે ઉધારીને આપવા.

શાહ જયચંદ હરજીવનના રૂા ૪૫ાા માંથી રૂ ૩૦) જતા રૂ ૧૫ાા દેવા છે, તે તેમને ખાતે ઉધારીને આપવા.

બે. પા. ૧૯.

૪. બેન રૂક્ષ્મણી ગણુપતરામને ખાતે બાર આના તેરીખના રૂ. ૫૦) કાર્તિક સુદ ૧૫ ની તેરીખના લે'ણા છે, તે વૈશાખ સુદ ૧૫ સુધી લે'ણા રહ્યા એટલે અધિક માસ સાથે ૭ માસ લે'ણા રહ્યા. બાર આના તેરીખ એટલે રૂ. ૧૦૦) નું એક માસનું વ્યાજ ૧૨ આના, તો રૂ. ૫૦) નું એક માસનું વ્યાજ ૭ આના, ને સાત માસનું વ્યાજ રૂ. ૨॥≈ થાય તે તેમને ખાતે **ઉધારી** વ્યાજ ખાતે **જમા થાય.** રૂક્ષ્મણી પાસે કુલ લે'ણું રૂ. ૫૦+૨॥≈ મળી રૂ. ૫૨॥≈ થયુ, તે તેમણે આપી દીધું માટે તેમને ખાતે જમા કરાય. લે'ણું વસુલ થવાથી અવેજમા લીધેલ હેમની સાકળી તોલા ૩॥⌐ ભારની તેમને પાછી આપવી.

**ટીપ**—કોઇના ખાતામાં આપણે વ્યાજ દેવુ નીકળે, તો તે વ્યાજ તેને ખાતે જમા કરી વ્યાજખાતે ઉધારવું. બેન રૂક્ષ્મણી ગણુપતરામ પોતાના ચોપડામા બાઇ જડાવને ખાતે વ્યાજના રૂ. ૨॥≈ દેવા નીકળ્યા તે **જમા કરી** વ્યાજખાતે **ઉધારશે.**

**ઉત્તર.**

શ્રી ૧૧.

સંવત ૧૯૮૨ ના વૈશાખ માસનો એઠો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૧૮૯૦| શ્રી પુરાત બાકી. | ૫૦) ગાધી નથુ હરખચંદને ખાતે ઉધાર. સુદ ૧<br>૫૦) રોકડા લગ્નખર્ચ ખાતાના હિસાબ ચૂકતે આપ્યા. હા. પોતે.<br>ખા. પા. ૫ |
| ૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૧<br>૨૫) બાઇ જડાવને એપ્રિલ માસના પગારના મળ્યા તે.<br>ખા. પા. ૨ | ૧૫॥ શાહ જયચંદ હરજીવનને ખાતે ઉધાર. સુદ ૧<br>૧૫॥ રોકડા હિસાબ ચૂકતે આપ્યા. હા. પોતે.<br>ખા. પા. ૫ |
| ૨॥≈ શ્રી વ્યાજ ખાતે જમા. સુદ ૧૫<br>૨॥≈ વ્યાજના બેન રૂક્ષ્મણી ગણુપતરામને ખાતે **ઉધારીને.**<br>ખા. પા. ૫ | ૨॥≈ બેન રૂક્ષ્મણી ગણુપતરામને ખાતે ઉધાર. સુદ ૧૫ |
| ૫૨॥≈ બેન રૂક્ષ્મણી ગણુપતરામને ખાતે જમા. સુદ ૧૫<br>૫૨॥≈ રોકડા હિસાબ ચૂકતે લઇ અવેજમાં લીધેલ હેમની | |

એ. પા. ૨૦.

સાંકળી તોલા ૩॥~ ભારની તમને પાછી આપી છે.

ખા. પા. ૩.

૨૬૯॥૦।

૨॥= રૂ. ૫૦) ના બાર આનાની તેરીખે ૭ માસના વ્યાજના થયા તે વ્યાજ ખાતે **જમા કરીને.**

ખા. પા. ૩

૬૮)=

૨૦૧।=। શ્રી જણસે.

૨૬૯॥૦।

## પાઠ ૯. બચત રકમ વ્યાજે મૂકવા વિષે.

નીચે આપેલી રકમો પરથી જેઠ સુદ ૧ વાર શુક્ર, તા. ૧૧-૬-૨૬ નો મેળ લખી સિલક કાઢો.

૧. આજની સિલક રૂ. ૨૦૧।=। છે.

૨. ગાંધી નથુ હરખચંદનું ખાતું ચૂકવી આપો.

૩. રસોઇઆ મહાશંકર પ્રભુરામનો પગાર આઠ માસનો રૂ. ૮) પ્રમાણે ચડેલો છે તેનું ખાતું ચોકખ કરો.

૪. કપડવંજ પોસ્ટ ઑફિસમાં રૂ. ૭૭॥ ભરી રૂ. ૧૦૦)નું એક કેશ સર્ટિફિકેટ લીધું.

### સમજુતી.

૨. ખાતાવહી તપાસતાં ગાંધી નથુ હરખચંદના ખાતામા જમા રકમોનો સરવાળો રૂ. ૨૯૩॥ થાય છે; તેમાથી ઉધાર રકમોનો સરવાળો રૂ. ૨૭૯॥ થાય છે તે બાદ કરતાં રૂ. ૧૪) દેવા રહે છે તે તેમને ખાતે ઉધારીને આપવા.

૩. રસોઈઆના પગારના રૂ. ૬૪) ચડેલ છે તે તેને ખાતે **જમા કરી** ભોજન ખર્ચ ખાતે **ઉધારવા.** પછી તેને રૂ. ૧૦) પ્રથમ આપેલા છે તે કાપી લઇ રૂ. ૫૪) તેને ખાતે ઉધારીને આપવા.

૪. કેશ સર્ટિફિકેટ એક રૂા. ૧૦૦) નું રૂા. ૭૭॥ ભરી લીધું માટે રૂા. ૭૭॥ કપડવંજ ઑફિસ ખાતે ઉધારવા.

બચત રૂપિયા વ્યાજે મૂકવાની આ સારામાં સારી રીત છે. એમાં પાંચ વર્ષે મુદ્દલ રૂ. ૭૭॥ ના સવાપાંચટકા લેખે ચક્રવૃદ્ધિ વ્યાજે રૂા. ૧૦૦)

એ પા. ૨૧.

મળે છે. નાણાં જ્યારે ઉપાડી લેવા હોય ત્યારે વ્યાજ સાથે ઉપાડી શકાય છે; માત્ર એક વર્ષની અંદર નાણા ઉપાડી લેવાં હોય તો વ્યાજ ન મળે.

**ઉત્તર.**

શ્રી ૧૧.

સંવત ૧૯૮૨ જેઠ સુદ ૧ વાર શુક્ર, તા. ૧૧-૬-૨૬ નો રોજમેળ.

| જ | ઉ |
|---|---|
| ૨૦૧ા=| શ્રી પુરાત બાકી. | ૧૪) ગાધી નથુ હરખચંદને ખાતે ઉધાર.<br>૧૪) રોકડા હિસાબ ચૂકતે હા. પોતે.<br>ખા. પા. ૫ |
| ૬૪) રસોઇઆ મહાશંકર પ્રભુરામને ખાતે જમા.<br>૬૪) માસ આઠના પગારના તે શ્રી ભોજન ખર્ચ ખાતે **ઉધારીને.**<br>ખા. પા. ૪ | ૬૪) શ્રી ભોજનખર્ચ ખાતે ઉધાર.<br>૬૪) રસોઇઆ મહાશંકર પ્રભુરામને ખાતે **જમાકરીને.**<br>ખા. પા. ૨ |
| ૨૬૫ા=| | ૫૪) રસોઇઆ મહાશંકર પ્રભુરામને ખાતે ઉધાર.<br>૫૪) રોકડા હા. પોતે **વૈશા**ખ વદ ૦)) સુધી ચૂકતે આપ્યા.<br>ખા. પા. ૪ |
| | ૭૭ા શ્રી કપડવંજ પોસ્ટ ઑફિસ ખાતે ઉધાર.<br>૭૭ા કેશ સર્ટિફિકેટ નં. ૧૬૪૭૭ નું એક રૂ. ૧૦૦) નુ બાઇ જડાવ મૂળજી દવેના નામનું ખરીધું.<br>ખા. પા. ૫ |
| | ૨૦૯ા |
| | ૫૫ાા=| શ્રી જણસે. |
| | ૨૬૫ા=| |

**ટીપ**—બેઠામેળમાં **ખાતાદારના નામને છેડે** મિતિ લખાય છે, ને રોજમેળમાં મેળને પ્રથમે મિતિ લખાય છે.

ખા. પા. ૧.

## ખાતાવહી.

**ખાતાવહીની વ્યાખ્યા**—બેઠામેળમાં જે રકમો જુદેજુદે ખાતે વારંવાર જમા અગર ખર્ચ લખાય છે. તે સર્વ રકમો જેને નામે દાખલ કરવાની, તે બેઠામેળનાં પાનાં પ્રમાણે યાદી કરેલી, તેને **ખાતાવહી** કહે છે.

**ખાતાવહીનો ઉપયોગ**—એ છે કે અમુક આશામી પાસે લેંણું-દેણું કેટલું છે, તે એક ઠેકાણેથી સમજાય છે જમા કરતા ઉધાર જેટલું વધારે તેટલું લેંણું, અને ઉધાર કરતાં જમા જેટલું વધારે તેટલું દેવું સમજવું.

**ખાતાં પાડવાની રીત**—ખાતાવહીના પાનામા અમુક આશામીનું અગર બાબતનું ખાતું પાડવું હોય, તેનું પ્રથમ નામ લખીને પછી "નુંખાતું" લખી છેડે તે કઇ સાલનું છે તે લખવું. તેની નીચે બેઠામેળ પ્રમાણે જમાખર્ચની નિશાનીઓવાળી લીટીઓ કાઢવી, એ પ્રમાણે બેઠામેળમા જેટલાં ખાતા આવેલા હોય, તેટલાં ખાતા પાડવા જોઇએ. એ બધા ખાતા એકદમ પાડતા નથી; પણ બેઠામેળ ખતવતા જેમ જેમ જરૂર પડતી જાય છે, તેમતેમ પાડતાં જાય છે.

**બેઠામેળ ખતવવાની રીત**—બેઠામેળની રકમો ખાતાવહીમાં ખતવતી વખતે ખાતાવહીમા જેની તેના ખાતામાં જમાની જમા તરફ, ને ઉધારની ઉધાર તરફ લખી તેની આગળ બે. પા. (બેઠામેળનું પાનું) કરી, બેઠામેળના જે પાનાપર તે રકમ હોય તે પાનાનો અંક ભરી, તેની પાસે મિતિ લખવામા આવે છે. બેઠામેળમા રકમ નીચે બેવડી લીટી દોરી ખા. પા. લખી રાખેલું હોય છે, ત્યા બેઠામેળની રકમ ખાતાવહીમાં જે પાને ખતવી, તે પાનાનો અંક ભરી દેવામાં આવે છે.

**સૂચના**—રકમ ખતવવી રહી જવી ન જોઇએ, એકને બદલે બીજાને ખાતે ખતવાય નહિ તેની સંભાળ રાખવી. જમા રકમ હોય તે ઉધાર તરફ અને ઉધાર હોય તે જમામાં ખતવાય નહિ તેની સાવચેતી રાખવી. નવી રકમ હોય તે ખાતું પાડી ખતવવી.

શ્રી ૧।

દવે મૂળજી જગન્નાથનું ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૭૫) બે. પા. ૨ કારતક સુદ ૧ | |
| ૧૨૫) બે. પા. ૮ પોષ સુદ ૧૦ | |
| ૨૫૦) બે. પા. ૧૭ બીજા ચૈત્ર વદ ૨ | |
| ૪૫૦) બાકી દેવા. | |

ખા. પા. ૨.

### શ્રી પગાર ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૨૫) બે. પા. ૨ કારતક સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૫ માગસર સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૮ પોષ સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૧૧ માહ સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૧૩ ફાગણ સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૧૫ અ. ચૈત્ર સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૧૭ બીજા ચૈત્ર સુદ ૧ | |
| ૨૫) બે. પા. ૧૯ વૈશાખ સુદ ૧ | |
| ૨૦૦) બાકી દેવા. | |

### શ્રી ઘરભાડા ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૧૫૦) બે. પા. ૨ કારતક સુદ ૫ | |
| ૧૫૦) બાકી દેવા. | |

### શ્રી ભોજન ખર્ચ ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| | ૧)૦ાા બે. પા. ૨ કારતક સુદ ૧ |
| | ૩૦ા≈ બે. પા. ૩ કારતક સુદ ૫ |
| | ૧૨) બે. પા. ૫ માગશર સુદ ૧ |
| | ૩)≈ બે. પા. ૮ પોષ સુદ ૧ |
| | ૧૨)- બે. પા. ૧૧ માહ સુદ ૧ |
| | ૪) બે. પા. ૧૨ માહ વદ ૧ |
| | ૨૧ાાા બે. પા. ૧૩ ફાગણ સુદ ૧ |
| | ૧૪)≈ બે. પા. ૧૩ ફાગણ વદ ૨ |
| | ૬૪) બે. પા. ૨૧ જેઠ સુદ ૧ |
| | ૧૬૨ા≡ાા બાકી લેણા. |

ખા. પા. ૩

### શ્રી ધર્માદા ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| | ૫) એ. પા. ૨ કારતક સુદ ૫ |
| | ૦ાા એ. પા. ૫ માગશર સુદ ૧ |
| | ૨) એ. પા. ૧૧ માહ સુદ ૧ |
| | ૭ાા બાકી લે'ણા. |

### બેન રૂક્ષ્મણી ગણપતરામનું ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૫૨ાા= એ. પા. ૧૯ વૈશાખ સુદ ૧૫ | ૫૦) એ. પા. ૩ કારતક સુદ ૧૫ |
| ૫૨ાા= | ૨ાા= એ. પા. ૧૯ વૈશાખ સુદ ૧૫ |
| | ૫૨ાા= |

### શ્રી પરચૂરણ ઉપજ ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૩)-ા એ. પા. ૫ માગશર સુદ ૧ | |
| ૩ાા- એ. પા. ૮ પોષ વદ ૫ | |
| ૭) એ. પા. ૧૧ માહ સુદ ૧ | |
| ૧૩ાા-ા બાકી દેવા. | |

### શ્રી દાગીના ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૧૫) એ. પા. ૫ માગસર સુદ ૭ | ૮૫ાા એ. પા ૯ પોષ સુદ ૧ |
| ૧૫) | ૬) એ પા ૯ પોષ વદ ૫ |
| | ૯૧ાા |
| | ૧૫) |
| | ૭૬ાા બાકી લે'ણા નવી ખા. પા. ૧ |

### શ્રી ગુજરાત રેલવે કંપનિ લિમિટેડનું ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| | ૮૨) એ. પા. ૫ માગસર સુદ ૭ |
| | ૮૨) બાકી લે'ણા નવી ખા. પા. ૧ |

### શ્રી કપડાં ખાતું. સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| | ૯ાા એ. પા. ૫ માગસર વદ ૫ |
| | ૫) એ. પા. ૮ પોષ સુદ ૧ |
| | ૨૫) એ. પા. ૧૫ અ. ચૈત્ર સુદ ૧ |
| | ૩૯ાા બાકી લે'ણા. |

ખા. પા. ૪

| શ્રી પરચૂરણ ખર્ચ ખાતું. | સંવત ૧૯૮૨. |
|---|---|
| જ | ઉ |
| | ૧૫)≡ll એ. પા. ૬ માગસર વદ ૫ |
| | ૧૮)≡ એ. પા. ૮ પોષ સુદ ૧ |
| | ૧૫) એ. પા. ૧૧ માહ સુદ ૧ |
| | ૨૦) એ. પા. ૧૨ માહ વદ ૧ |
| | ૬૮l≡ll બાકી લે'ણા. |

| શ્રી જાનવર ખાતું. | સંવત ૧૯૮૨. |
|---|---|
| જ | ઉ |
| | ૨૫) એ. પા. ૮ પોષ સુદ ૧ |
| | ૨૫) બાકી લે'ણા નવી ખા. પા. ૧ |

| શ્રી ચાલ્લા ખાતુ. | સંવત ૧૯૮૨. |
|---|---|
| જ | ઉ |
| | ૨) એ. પા. ૮ પોષ સુદ ૧ |
| | ૨) બાકી લે'ણા. |

| શ્રી સરંજામ ખાતુ. | સંવત ૧૯૮૨. |
|---|---|
| જ | ઉ |
| | ૨૬ll એ. પા. ૯ પોષ સુદ ૧૦ |
| | ૨૬ll બાકી લે'ણા નવી ખા. પા. ૧ |

| બેન રૂક્મણી નાથજીનુ ખાતું. | સંવત ૧૯૮૨. |
|---|---|
| જ | ઉ |
| ૫) એ. પા ૨ કારતક સુદ ૧૫ | ૫) એ. પા. ૨ કારતક સુદ ૧ |
| | ૨૫) એ. પા. ૯ પોષ સુદ ૧૦ |
| | ૩૦) |
| | ૫) |
| | ૨૫) બાકી લે'ણા નવી ખા. પા. ૨ |

| રસોઇઆ મહાશંકર પ્રભુરામનું ખાતું. | સંવત ૧૯૮૨. |
|---|---|
| જ | ઉ |
| ૬૪) એ. પા. ૨૧ જેઠ સુદ ૧ | ૧૦) એ. પા. ૯ પોષ વદ ૫ |
| ૬૪) | ૫૪) એ. પા. ૨૧ જેઠ સુદ ૧ |
| | ૬૪) |

ખા પા. ૫.

**ગાંધી નથુ હરખચંદનું ખાતું.** — સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૨૧ાા એ. પા. ૧૩ ફાગણ સુદ ૧ | ૨૧ાા એ. પા. ૧૩ ફાગણ વદ ૨ |
| ૧૪) એ. પા. ૧૪ ફાગણ વદ ૨ | ૨૦૧) એ. પા. ૧૭ બીજા ચૈત્ર વદ ૨ |
| ૨૫૮) એ પા. ૧૭ બીજા ચૈત્ર સુદ ૧ | ૭) એ. પા. ૧૭ બીજા ચૈત્ર વદ ૩ |
| ૨૯૩ાા | ૫૦) એ. પા ૧૯ વૈશાખ સુદ ૧ |
| | ૧૪) એ. પા. ૨૧ જેઠ સુદ ૧ |
| | ૨૯૩ાા |

**શાહ જેસંગભાઇ કાળિદાસનું ખાતું.** — સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૨૫) એ. પા. ૧૫ અ. ચૈત્ર સુદ ૧ | ૧૫) એ. પા. ૧૫ અ. ચૈત્ર સુદ ૧ |
| ૨૫) | ૧૦) એ. પા. ૧૫ અ. ચૈત્ર સુદ ૧૫ |
| | ૨૫) |

**શ્રી વ્યાજ ખાતું.** — સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૨ાા એ. પા. ૧૫ અ. ચૈત્ર સુદ ૧૫ | |
| ૨ાા= એ. પા. ૧૯ વૈશાખ સુદ ૧૫ | |
| ૫)= બાકી દેવા. | |

**શાહ જયચંદ હરજીવનનું ખાતું.** — સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૪૫ાા એ. પા. ૧૭ બીજા ચૈત્ર સુદ ૧ | ૩૦) એ. પા. ૧૭ બીજા ચૈત્ર સુદ ૧ |
| ૪૫ાા | ૧૫ાા એ. પા. ૧૯ વૈશાખ સુદ ૧ |
| | ૪૫ાા |

**બેન વિમળાનું લગ્નખર્ચ ખાતું.** — સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| ૧૨૬) એ. પા. ૧૮ બી. ચૈત્ર વદ ૨ | ૩૦૩ાા એ. પા. ૧૭ બી. ચૈત્ર સુદ ૧ |
| ૭) એ. પા. ૧૮ બી. ચૈત્ર વદ ૩ | ૩૦૩ાા |
| ૧૩૩) | ૧૩૩) |
| | ૧૭૦ાા બાકી લે'ણા |

**શ્રી કપડવંજ પોસ્ટ ઑફિસ ખાતું.** — સંવત ૧૯૮૨.

| જ | ઉ |
|---|---|
| | ૭૭ાા એ. પા. ૨૧ જેઠ સુદ ૧ તા. ૧૧-૬-૨૬ |
| | ૭૭ાા બાકી લે'ણા, નવી ખા. પા.૧ |

ખા. પા. ૬.

## કાચું સરવાયું. (દેવાલેણાની તારીજ.)

ખાતાવહીમા દેવુંલેણું નક્કી કરી તે પરથી કરેલી તારીજને કાચું સરવાયું કહે છે.

શ્રી ૧.

**સંવત ૧૯૮૨ જેઠ સુદ ૧ તા. ૧૧-૬-૨૬.**

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૫૦) | દવે મૂળજી જગન્નાથ ખા.પા.૧ | ૧૬૨ા॥ | શ્રી ભોજન ખર્ચ ખાતું. ખા. પા. ૨ |
| ૨૦૦) | શ્રી પગાર ખાતું. ખા. પા. ૨ | ૭ા | શ્રી ધર્માદાખાતું. ખા. પા. ૩ |
| ૧૫૦) | શ્રી ઘરભાડાનું ખાતું. ખા.પા.૨ | ૩૯ા | શ્રી કપડાંખાતું. ખા.પા.૩ |
| ૧૩ા≈ | શ્રી પરચૂરણ ઉપજખાતું. ખા. પા. ૩ | ૬૮ા≈ | શ્રી પરચૂરણ ખર્ચખાતું. ખા. પા. ૪ |
| ૫)≈ | શ્રી વ્યાજખાતું. ખા. પા. ૫ | ૨) | શ્રી ચાલ્લા ખાતું. ખા. પા. ૪ |
| | ૮૧૮ાા૦ા | ૧૭૦ા | બેન વિમળાનું લગ્ન ખર્ચખાતું. ખા. પા. ૫ |
| | | | ૪૫૦ા≈ |
| | | ૭૬ા | શ્રી દાગીનાખાતું. ખા. પા. ૩ |
| | | ૮૨) | શ્રીગુજરાત રેલવે કંપનિ લિમિટેડનું ખાતુ. ખા. પા. ૩ |
| | | ૨૫) | શ્રી જાનવરખાતું. ખા. પા. ૪ |
| | | ૨૬ા | શ્રી સરંજામખાતું. ખા. પા. ૪ |
| | | ૨૫) | બેન રૂક્ષ્મણી નાથજીનું ખાતું. ખા. પા. ૪ |
| | | ૭૭ા | શ્રી કપડવંજ પોસ્ટ ઑફિસખાતું. ખા. પા. ૫ |
| | | | ૭૬૨ાા≈ |
| | | ૫૫ાા≈ | શ્રી જણસે. |
| | | | ૮૧૮ાા૦ા |

ટીપ ૧. કાચા સરવાયામા જમાઉધારના સરવાળા મળી રહે છે માટે ખાતાવહી ખરી ખતવાયલી જાણવી. સરવાળા ન મળે તો સરવાયુ ફરીથી તપાસવું, તેથી ન મળે તો દરેક ખાતાંના સરવાળા તપાસવા, તેથી ન મળે તો મેળના સરવાળા તપાસવા.

૨. કાચા સરવાયાથી જણાય છે કે સંવત ૧૯૮૨ મા ઉપજ રૂ. ૮૧૮ાાા૦ા ની, ને ખર્ચ રૂ. ૪૫૦ા= થએલો છે.

૩. દાગીના ખાતા વગેરેમા રૂ. ૩૧૦) લે'ણા રહે છે તે નવી સાલની ખાતાવહીમાં ખેંચવા જોઇએ. (નવી સાલમાં જે જે ખાતાનું દેવું અગર લે'ણું આપવાનું કે લેવાનું હોય છે તેવા ખાતા ખેંચવા જોઇએ.)

૪. સાધારણ રીતે ચાલુ વર્ષની બાકી આસો વદ ૦)) ની કહાય છે, ને નવા વર્ષની બાકી કારતક સુદ ૧ ની મૂકે છે.

---

ખા. પા. ૧.

શ્રી ૧ા

## (નવી) ખાતાવહી સંવત ૧૯૮૩ની સાલની.

શ્રી દાગીના ખાતુ. — સંવત ૧૯૮૩.

| જ | ઉ |
|---|---|
| | ૭૬ાા બાકી લે'ણા જુની ખા. પા. ૩ |
| | સંવત ૧૯૮૩ કાર્તક સુદ ૧ |

શ્રી ગુજરાત રેલવે કંપનિ લિમિટેડનું ખાતું. — સંવત ૧૯૮૩.

| જ | ઉ |
|---|---|
| | ૮૨) બાકી લે'ણા જુની ખા. પા. ૩ |
| | સંવત ૧૯૮૩ કારતક સુદ ૧ |

શ્રી જાનવર ખાતું. — સંવત ૧૯૮૩.

| જ | ઉ |
|---|---|
| | ૨૫) બાકી લે'ણા જુની ખા. પા. ૪ |
| | સંવત ૧૯૮૩ કારતક સુદ ૧ |

શ્રી સરંજામ ખાતું. — સંવત ૧૯૮૩.

| જ | ઉ |
|---|---|
| | ૨૬ાા બાકી લે'ણા જુની ખા. પા. ૪ |
| | સંવત ૧૯૮૩ કારતક સુદ ૧ |

ખા. પા. ૨.

| જ બેન રૂક્ષમણી નાથજીનું ખાતું. | ઉ સંવત ૧૯૮૩. |
|---|---|
| | ૨૫) બાકી લે'ણા જુની ખા. પા. ૪ સં. ૧૯૮૨ પોષ સુદ ૧૦ ની તેરીખના. |

| જ શ્રી કપડવંજ પોસ્ટ ઑફિસ ખાતું. | ઉ સંવત ૧૯૮૩. |
|---|---|
| | ૭૭ાા બાકી લે'ણા જુની ખા. પા. ૫ તા. ૧૧-૬-૨૬ની તારીખના. |

## દૂધનું પત્રક. માહે ફેબ્રુઆરિ સને ૧૯૨૬.

| તારીખ. | વાર. | સવારમા શેર. | સાજના શેર. | તારીખ. | વાર | સવારમા શેર. | સાજના શેર. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | સોમ | ૨ | ૧ | ૯ | મંગળ | | |
| ૨ | મંગળ | ૨ | ૧ | ૧૦ | બુધ | | |
| ૩ | બુધ | ૨ | ૧ | ૧૧ | ગુરુ | | |
| ૪ | ગુરુ | ૩ | ૧ાા | ૧૨ | શુક્ર | | |
| ૫ | શુક્ર | ૨ | ૧ | ૧૩ | શનિ | | |
| ૬ | શનિ | ૨ | ૧ | ૧૪ | રવિ | | |
| ૭ | રવિ | ૨ | ૧ | ૧૫ | સોમ | | |
| ૮ | સોમ | ૨ | ૧ | | ૪૦ | ૪૦ | ૪૦ |

**દાગીનાની નોંધબુક**—દાગીનો ચોરાય, ખોવાય, વગેરે પ્રસંગે આ નોંધ ઘણી કીમતી થઇ પડે છે. ગૃહસ્થ માણસોએ આ નોંધ ખાસ રાખવી જોઇએ.

૧. રૂપાનાં સાંકળાં જોડા એક, તોલા ૨૦ાા= ભારનો.

૨. હેમની મગમાળા એક, તોલા ૮।⌐ ભારની.

૩. હેમની બંગડી નં. ૪ મકઈ ભાતની, તોલા ૪) ભારની.

૪૦ ૪૦ ૪૦.

## પરીક્ષા માટે મનોયત્ન ૧.

### કન્યાઓની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

ઉત્તર ભાગ.

મંગળવાર તા. ૨૭ ડિસેમ્બર, ૧૯૨૪.

### દેશીનામું.

૭. ખાતાવહીની જરૂર શી અને તે શા ઉપરથી તૈયાર કરવામા આવે છે તે લખો. માર્ક ૫

૮. નીચેની રકમો પરથી સંવત ૧૯૮૧ ના કારતક માસનો મેળ લખી સિલક કાઢોઃ—૧૫

(अ) રપા।⌐। સિલક.

(ब) બેસતા વર્ષને દિવસે બેન શાન્તિના ભાણાને રૂા. ०।।⌐ નું ખાવાનું તથા રૂા ०।।⌐।। નું દારૂખાનું અપાવ્યું

(क) ભાઇબીજને દિવસે બાએ રૂા. ૨) શુકનના આપ્યા, તેમાંથી રૂ. ૧) ભાઇ રમણના હાથમાં મૂક્યો.

(ड) અકટોબર માસનો પગાર રૂા. ૨૫) આવ્યો તેમાંથી એક આનો ટિકીટનો આપ્યો.

(इ) દેવદિવાળીને દિવસે મંદિરમા આઠ આનાની ખાંડ અપાવી, એક આનો દેવદર્શનમાં વાપર્યો, અને અઢી આનાનું શાક આણ્યું.

### સમજુતી.

૭. અમુક આશામી કે બાબત પાસે લે'ણુ દેણું કેટલું છે તે એક ઠેકાણેથી સમજાય છે. ખાતાવહી રોજમેળ કે એઠામેળ પરથી તૈયાર કરાય છે.

ब ભાણાને અપાવેલ રૂા. ०।।⌐ નું ખાવાનું અને રૂા. ०।।⌐।। નું દારૂખાનું તે પરચૂરણ ખર્ચ ખાતે લખાય.

क બાએ આપેલ શુકનના રૂા. ૨) પરચૂરણ ઉપજ ખાતે જમા કરાય, અને ભાઇને આપેલો રૂા. ૧) પરચૂરણ ખર્ચ ખાતે ઉધારાય.

ड પગારના આવેલા રૂા. ૨૫) પગાર ખાતે જમા કરાય, ને પહોંચની ટિકીટનો રૂા. ०)⌐ પરચૂરણ ખર્ચ ખાતે લખાય.

इ મંદિરમા અપાવેલી ખાંડનો રૂ. ०।। ને દેવદર્શનમા વાપરેલો રૂા. ०)⌐ મળી રૂા. ०।।⌐ ધર્માદાખાતે લખાય, અને શાકના રૂા. ०)⌐।। ભોજન ખર્ચ ખાતે લખાય.

## ઉત્તર.

શ્રી ૧૧.

સંવત ૧૯૮૧ ના કારતક માસનો બેઠો મેળ.

| જ | ઉ |
| --- | --- |
| ૨૫ાા=ા શ્રી પુરાત બાકી. | ૧૦ાા શ્રી પરચૂરણ ખર્ચ ખાતે ઉધાર. સુદ ૧ |
| ૨) શ્રી પરચુરણ ઉપજ ખાતે જમા. સુદ ૨ | ૦ાા= ખાવાનું. |
| ૨) રોકડા બાએ શુકનના આપ્યા તે. | ૦ાા=ાા દારૂખાનું. |
| ખા. પા. | ૧૦ાા હા. બેન શાન્તિના ભાણાને અપાવ્યું. |
| ૨૫) શ્રી પગાર ખાતે જમા. સુદ ૨ | ખા. પા. |
| ૨૫) માહે સપ્ટેંબર માસના મળ્યા. | ૧)- શ્રી પરચૂરણ ખર્ચ ખાતે ઉધાર. સુદ ૨ |
| ખા. પા. | ૧) ભાઈ રમણના હાથમા મૂકયો તે. |
| પ૨ાા=ા | ૦)- પગાર પહોંચ પર ટિકીટનો. |
| | ૧)- |
| | ખા. પા. |
| | ૦ાા- શ્રી ધર્માદા ખાતે ઉધાર. સુદ ૧૧ |
| | ૦ાા મંદિરમા ખાંડ અપાવી. |
| | ૦)- દેવદર્શનમાં વાપર્યો. |
| | ૦ાા- |
| | ખા. પા. |
| | ૦)=ાા શ્રી ભોજન ખર્ચ ખાતે ઉધાર. સુદ ૧૧ |
| | ૦)=ાા શાકના. |
| | ખા. પા. |
| | ૩)- |
| | ૪૯ાા-ા શ્રી જણસે. |
| | પ૨ાા=ા |

# મનોયત્ન ૨.

## કન્યાઓની શાળાન્ત (વર્નાક્યુલર ફાઈનલ) પરીક્ષા.

### ઉત્તર ભાગ.

બુધવાર, તા. ૨ ડિસેમ્બર, ૧૯૨૫.

### દેશીનામું.

૭. નામુ રાખનારે ખાતાવહી રાખવાની શી જરૂર છે તે જણાવો.

૮. નીચેની રકમોનો મેળ તૈયાર કરો:—

સિલક રૂ. ૪૫॥≈

**अ** જુન માસનો પગાર રૂ. ૮૫) આવ્યો, તેમાથી રૂ. ૪૦) સેવિંગ્સ બેંકમાં મૂકયા.

**ब** ગયા માસનો દૂધનો હિસાબ કરતાં મણ ૦॥ ૬ શેર દૂધ થયું તેનાં નાણા દરશેરે ૦-૧-૯ પાઇ પ્રમાણે મોહન ચતુરને ચૂકવ્યાં.

**क** ધોબીને કપડાં ધોવડામણ ૦।~) આપ્યા.

**ड** બેન મંગળાગૌરીને ૦-૪-૦નો ઇતિહાસ તથા ૦-૭-૦ની ભૂગોળ અપાવ્યાં.

**इ** બેન ચંદનને રૂ. ૩) ગઇ કાલે ઉછીના આપ્યા હતા તે આજે પાછા આપી ગયા.

### સમજુતી.

૭. દેવુંલે'ણું કોનું અને કેટલું છે તે જાણવાને ખાતાવહીની જરૂર છે; કેમકે તેમાં જમાખર્ચ એક ઠેકાણે એકઠુ કરેલું હોય છે.

**अ** પગારખાતે રૂ. ૮૫) જમા કરાય, ને રૂ. ૪૦) જે પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંકમાં વ્યાજે મૂકયા હોય તેને ખાતે ઉધારાય.

**ब** દૂધ શેર ૩૬ ના દા. રૂ. ૦)~॥ લેખે રૂ. ૩॥≈ થાય તે ભોજન ખર્ચ ખાતે ઉધારાય.

**क** ધોવડામણના રૂ. ૦।~ પરચૂરણ ખર્ચખાતે ઉધારાય.

**ड** ઇતિહાસ ભૂગોળની ચોપડીના રૂ. ૦॥≈ પરચૂરણ ખર્ચ ખાતે ઉધારાય.

**इ** બેન ચંદનને ખાતે રૂ. ૩) ઉછીના આપેલા, તે રૂપિયા પાછા આવવાથી તેમને ખાતે જમા કરાય.

**સૂચના**—એક તારીખના મેળમાં એક ખાતાની એક કરતા વધારે રકમો હોય તો તે પેટામાં બતાવી સરવાળો સાથે ભરવો.

## ઉત્તર.

શ્રી ૧.

સંવત ૧૯૮૨ માગસર વદ ૨ વાર બુધ, તા. ૨-૧૨-૨૫ નો રોજમેળ.

**જ**

૪૫ાા= શ્રી પુરાંત બાકી.

૮૫) શ્રી પગાર ખાતે જમા.
૮૫) માહેજુન માસનાપગારના.
ખા પા.

૩) બેન ચંદનને ખાતે જમા.
૩) ઉછીના લઇ ગએલાં પાછા આપી ગયા.
ખા. પા.

૧૩૩ાા=

**ઉ**

૪૦) શ્રી કપડવંજ પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંક ખાતે ઉ.
૪૦) સેવિંગ્સ બેંકમા બ્યાજે મૂક્યા તે.
ખા. પા.

૩ાા≈ શ્રી ભોજન ખર્ચ ખાતે ઉ.
૩ાા≈ દૂધ મ. ૦ાા ૬ દા.
૦)-ાા એ શેર પ્રમાણે મોહન ચતુરને ચૂકવ્યા તે.
ખા. પા.

૧) શ્રી પરચૂરણ ખર્ચ ખાતે ઉધાર.
૦ા- કપડાં ધોવડામણ.
૦ાા≈ બેન મંગળાગૌરીને
૦-૪-૦ ઇતિહાસ,
૦-૭-૦ ભૂગોળ અપાવ્યાંના.
૧)
ખા. પા.

૪૪ાા≈

૮૮ાા≈ શ્રી જણસે.

૧૩૩ાા=



---

**શુદ્ધિપત્રક**—પૃષ્ઠ ૩૫ મે ૭ મી લીટીમાં રૂ. ૩૧૦ ને બદલે રૂ ૩૧૨ા વાંચવું.